

# નિસ્યંદન



( ગુજરાતી કવિતાનું ઇ-સામયિક )




જુલાઈ-૨૦૧૨

વર્ષ -૧ અંક - ૩


તંત્રી - સંપાદક

યોગેશ વૈદ્ય

પરામર્શક

જનક દવે, સાહિલ,

શશિકાંત ભટ્ટ 'શૈશવ' જિતુ પુરોહિત

ટાઇપ સેટિંગ

ભૂલોક દવે

ટેકનિકલ સહયોગ

હાર્દિક ભટ્ટ, દિનેશ વાઘેલા

આ અંકના ચિત્રકાર

રામબલી પ્રજાપતિ

## o 'નિસ્યંદન' વિષે

o મૂળત: ગુજરાતી કવિતાને વરેલું 'નિસ્યંદન' અન્ય ભાષાની કવિતા / અન્ય સાહિત્ય પ્રકાર /
. અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે

o લવાજમ – આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા.

o 'નિસ્યંદન' આપના ઇ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો - બ્લોગ
http://mryogi62.blogspot.com પર જઈ જરૂરી કડીઓ અંતર્ગત 'નિસ્યંદન' વિષયક પ્રથમ
કડી પર ક્લિક કરો. ખૂલેલા ફોર્મ માં વિગત ભરી **submit** કરો

o આપના સાહિત્યકાર મિત્રો/કાવ્યરસિક મિત્રોને 'નિસ્યંદન'ના નામાંકન માટે પ્રેરી 'નિસ્યંદન'ના પ્રસાર માટે મદદરૂપ થવા નમ્ર વિનંતી.

## o 'નિસ્યંદન' માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્ય રચનાઓ તથા કાવ્યમીમાંસા. કૃતિ સાથે સહિત્યકારે પોતાનો ફોટોગ્રાફ પણ જોડવો.

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર / લઘુવૃતાંત
( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લીપીંગ પણ મોકલી શકો. )

o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લીપીંગ.

o 'નિસ્યંદન' ના સુશોભન / મુખપૃષ્ઠ માટે આપના દ્વારા પડાયેલ સુંદર ફોટોગ્રાફ/ચિત્રો.

o પુસ્તક પરિચય માટે – પુસ્તકની એક નકલ.

o 'નિસ્યંદન'મા પ્રગટ થતા વિચારોની જવાબદારી જે તે કવિ /લેખકની રહે છે.

## o અમને મળવાનાં ઠામ ઠેકાણાં :


o ટપાલી દ્વારા – યોગેશ વૈદ્ય, 'હૃદય કુંજ', યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ. ૩૬૨૨૬૫ - (ગુજરાત). ભારત.

o ઇ-મેઇલ દ્વારા - mryogi62@gmail.com

o બ્લોગ પર http://mryogi62.blogspot.com
http://yogesh-vaidya.blogspot.com


## *અનુક્રમ*



## o સંપાદકીય

હું અને તમે જ્યારે પ્રવર્તમાન સાહિત્યિક વાતાવરણ વિશે વિચારીએ છીએ ત્યારે એક વાત આપણને ચિંતા પ્રેરે છે- સાહિત્યિક રુચિ ઘડતર માટે જરૂરી મૂલગત પ્રવૃતિઓની ઊણપ.

આ બાબતે ભૂતકાળને તપાસીએ છીએ ત્યારે કેટલીક સંસ્થાઓ, થોડીક વ્યક્તિઓ અને થોડીક પ્રવૃત્તિઓના નાંમ સંભાળાય છે. આ સંસ્થાઓ, વ્યક્તિઓની નિશ્રામાં નવોદિતોની કાવ્ય વિભાવનાનું ઘડતર અને પોષણ થતું. તેમની રચનાઓની ખૂબીઓ-ખામીઓની મુક્તમને ચર્ચા થતી. પ્રતિભાઓને પરખવાનું અને પલોટવાનું પુણ્યકાર્ય થતું. સંસ્થાઓ દ્વારા ગામેગામ થતા મુશાયરા/કવિ સંમેલનોથી કવિ, કવિતા અને ભાવક વચ્ચે એક જીવંત સેતુ બંધાઇ જતો અને આ આખી પ્રક્રિયામાં અનિવાર્ય એવા ભાવકની સાહિત્ય રુચિનું પણ જરૂરી ઘડતર થઈ જતું.

ડિઝીટલ યુગમાં ઉછરી રહેલ ગુજરાતની ઊગતી પેઢીને માટે આજે કદાચ આ સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ અપ્રસ્તુત બની ગઈ હશે પણ પેલી રુચિ ઘડતરની જરૂરિયાત તો ગઈકાલે હતી તેના કરતાં પણ આજે વધુ ઘેરી બની ગઈ છે. કવિ અને ભાવક બન્ને પક્ષે સાહિત્યિક રુચિ ઘડતર બાબતે મૂલગત ખેવના પ્રત્યે ઉદાસીનતા અને અજ્ઞાન વર્તાઇ રહ્યા છે. આને લીધે ઘણા અધકચરા, અપક્વ પ્રયત્નો અયોગ્ય રીતે પોખાઈ રહ્યા છે, પુરસ્કૃત થઈ રહ્યા છે. આજે ગુજરાતમાં ૩૦૦થી વધુ સાહિત્ય / કલાક્ષેત્રની સંસ્થાઓ કાર્યરત છે અને ઘણા નામી અનામી સમર્થ લોકો એમાં જોડાયેલ છે, જેમને સાહિત્યની સાચી ખેવના છે અને વર્તમાન પરિસ્થિતિને બદલવાની તેમની પાસે આવડત અને ક્ષમતા છે. મહદ અંશે આ પ્રશ્ન કેવળ સાહિત્યનો જ નહિ હર એક કલાક્ષેત્રનો છે. કદાચ વૈશ્વિક પણ છે. જરૂરી છે કે આપણે આપણા અકારણ વિષાદને ખંખેરી આ વિષય પર વિચારતા થઈએ. સુનિયોજિત થઈ બદલાયેલી પરિસ્થિતિને સુસંગત એવા નક્કર પ્રયત્નો કરવાના માર્ગે ચાલવા લાગીએ.

હું મારી વાત ચાર હકારાત્મક વાતોને નોંધી પૂરી કરું છું. --

૧. બંગાળી સાહિત્યના પુસ્તકમેળામાં આજે પણ વાંચકોની પુસ્તક ખરીદવા લાંબી લાંબી લાઈનો લાગે છે. (લોકોનો સાહિત્યપ્રેમ/પુસ્તકપ્રેમ ઘટ્યો નથી!)

૨. ઉર્દૂ/હિન્દી  મુશાયરા/કવિ સંમેલનો આજે પણ ખરા અર્થમાં સંવાદાત્મક બની રહે છે. (ભાવક - કવિને જોડતો પુલ હજી  જીવંત છે અને ઘણા ભાવક વિભાવના પ્રત્યે ગંભીર છે.)

૩. આજે પણ મરાઠી સાહિત્યના સંમેલન માટે મુંબઈનું  સ્ટેડિયમ ટૂંકું પડે છે. (આમ આદમીને સાહિત્યમાં રુચિ છે જ.)

૪. આપણા ગુજરાતમાં અસંખ્ય વિચારપત્રો, ભીંતપત્રો, સામયિકો અને સંસ્થાઓ ઉત્સાહભેર કામ કરી રહ્યાં છે. (જરૂરી એવી માળખાગત સુવિધા તૈયાર છે.)

યોગેશ વૈદ્ય

તારીખ : ૦૧.૦૭.૨૦૧૨

## o ગઝલ



હું ઝરણું બની જ્યારે જ્યારે સુકાયો, સુકાયા છે મિત્રો લીલા ઘાસ માફક,
બની પાંદડું ડાળ પરથી ખર્યો છું ,ઘવાયા છે મિત્રો, લીલા ઘાસ માફક !

ઊગ્યા'તા ચોમેર મારી જ સાથે, જરૂરત પડી ત્યારે યારી નિભાવી,
શણગાર બનવા પરિસરનો કાયમ, વઢાયા છે મિત્રો, લીલા ઘાસ માફક !

ભૂલી જાવ પથ્થરની ભુખરી શિલાઓ, જગતભરનો ભરપૂર વૈભવ નિહાળો
જનમસ્થળ અમારું કે કબર હો અમારી, છવાયા છે મિત્રો, લીલા ઘાસ માફક !

અમારી તો મુઠ્ઠી પડે સાવ ટૂંકી, વાવ્યા ઊગે નૈ કદી આ સંબંધો,
સ્વયંભૂ પ્રભુના જ પ્રેમાળ હાથે, વવાયા છે મિત્રો, લીલા ઘાસ માફક !

અમે કૈં ઝબોળેલ વાદળ નથી, દોસ્ત ! માટી અમે છઈ ભીની ભભકતી,
ઋતુ મેઘની હો કે ઝાકળની ભીની, ધરાયા છે મિત્રો, લીલા ઘાસ માફક !

મને ધ્યેય બાજુ ગતિવાન કરવા, સમેટીને ખુદની લીલી હયાતી,
જીવનબાગ વચ્ચેની કેડી ચીતરવા, ઘસાયા છે મિત્રો, લીલા ઘાસ માફક !



સતીશચન્દ્ર વ્યાસ



## o ગઝલ

ઊભા જ્યાં કાચની સામે તો સત્યો બે તરત મળ્યાં;
અરીસા સાવ માખણ સમ : પ્રતિબિંબો સખત મળ્યાં!

ઉપાડી ટોપલી માથે અમે આનંદના રૂપે;
ફિકર શું છે ભલે દુ:ખ દર્દના પાણી ચઢત મળ્યાં !

પડ્યાં છે દુ:ખ પારાવાર પણ ના રંજ એનો છે ;
દિલાસા આપનારા દોસ્ત અમને હર વખત મળ્યાં !

કદી ખૂશ્બૂ , કદી તડકો, કદી સોડમ, કદી રણઝણ ;
અનોખા રૂપ લઈ તે માર્ગમાં અમને સતત મળ્યાં !

વહી ગઈ જિંદગી તો પાલખીમાં ઝાટકા વિના;
ન આવી માર્ગમાં કીડી અને ના જડભરત મળ્યાં !

સતીશચન્દ્ર વ્યાસ

o ગઝલ

ન નૌકા, ન તરણાય તારી શકે છે.
હવે શબ્દ કેવળ ઉગારી શકે છે.

ન ભૂલો કે મન છે અમારું કદી એ –
અમારા વિષે પણ વિચારી શકે છે

ખુદા તું રહેતો નહી કોઈ ભ્રમમાં
જમાનો તને પણ વિસારી શકે છે.

ધરા પર ઉતારી સિતારા ન ઈતરા
ઘણા ચાંદને પણ ઉતારી શકે છે.

એના ચોપડા છે, એના સૌ હિસાબો
જમા એ કરે, એ ઉધારી શકે છે.

અમુક છે મહેમાન એવા કે જેઓ
ગમે તે ઘડીએ પધારી શકે છે.

ચરણને જીવનની પડી ચાલ ધીમી
હવે વેગ શ્વાસો વધારી શકે છે.

મદદ દુશ્મનોની જરૂરી નથી કૈં
સિતમ તો સનમ પણ ગુજારી શકે છે.

નહી 'રાજ' સમજે તને સહુ સમજણો
દીવાના દીવાનોય ધારી શકે છે.
'રાજ ' લખતરવી







o ગઝલ

બીજાનાં ક્યાં છે મારા છે
શબ્દો તેથી અંગારા છે.

ભોંથી ભાલા ફૂટ્યા રસ્તે
માથે સર્પોના ભારા છે.

પાપીને પણ પાવન કરતી
ગઝલો ગંગાની ધારા છે.

જગની આંખો આંજે એ સૌ,
મારી આંખોના તારા છે.

પોઠો લઈને આવ્યા, જાશે
જીવ બધાયે વણઝારા છે.

ફૂલો ખુશ્બુ દે, એ લાવે
શ્વાસો કેવળ હલકારા છે.

'રાજ' ગલીમાં સપનાઓની
ધોળે દિવસે અંધારાં છે.
'રાજ ' લખતરવી



## o ગંધપિંડ

એ કશુંક યાદ આવતા ઊઠ્યો
અને વળીમાંથી છરી કાઢી
પાણિયારે ગોળા પાછળ મૂકેલા
પથ્થરથી ઘસી
ચાલ્યો, ખુલ્લા વાંસે પોતડીભર
એને ખેંચી કાઢ્યું એ શરીરને
અને ડુબાડતો રહ્યો લોહીના
ખાબોચિયામાં

કશા જ  ભાવ વગર, કશા જ પછતાવા
વગર
એની આંખમાં અદ્રષ્ટપૂર્વ કશુ જ નહિ.
એને લોહી, શરીર, છરી, કશુ જ
સપનામાં નથી આવતું
ના કોઈ ગુનાઈત ભાવ
એનું મન તદ્દન અનભ
એને હસવું રડવું કશુ જ ના આવે
એને આવે છે કશીક જન્મજન્માંતરની
ગંધ
જે ગંધના પિંડમાં એ સર્જાયો છે .

એ,
મોઈદાંડિયા છોલતી દીકરીની આંગળી
પર ફૂટેલી..રક્તટશર જોઇને
ફસડાઈ પડે છે.

એ ઘડાયો છે
કશીક જન્મજન્માંતરની ગંધથી
એનાં આવાં બે હૃદય સમેત
કે જે કદી એક બીજામાં સંક્રાંત નથી
થતાં

સ્નેહી પરમાર





## o મારું મુંબઈ...

આ નવા મુંબઈની
ઊંચી ઈમારતો વચ્ચે
સંકોચાય ગયેલા આભમાં
નજરે ચઢી જાય એકાદ પક્ષી
અને જો મને
ક્યાંક દેખાય જાય
સાંકડી શેરીમાં
એકાદ જર્જરિત વૃક્ષ
તો મારે તેને પૂછવું છે
કે
મારી આંગળી છોડાવીને
હડી કાઢતું
ભીડમાં ભળી ગયેલ
મારું મુંબઈ
હવે મને ક્યાં મળશે ?

## o આશ્ચર્ય

વીજળીના
થાંભલે ઝૂલતા
માળે
ઊછરેલ આ પંખીના
કંઠમાં
ફરિયાદને બદલે
ટહુકો કેમ છે ?
તેનું મને આશ્ચર્ય છે.

પ્રીતમ લખલાણી

o ગઝલ

શાણપણ આવ્યું ને સમાજ થયો
ને શરૂ એમ એતરાજ થયો

ઝાંઝવાં દૂર દૂર દેખાયાં
જીવવાનો પછી રિવાજ થયો

આદમિયતના નામ પર કાયમ
આદમી બસ અહીં હરાજ થયો

સહુ ભણ્યા એક પાઠશાળામાં
તોય સહુ નો અલગ મિજાજ થયો

અર્થ છે એ જ દુનિયાદારીનો
ઝેરથી ઝેરનો ઇલાજ થયો

જીભ પળવારમાં થઈ જબ્બે
જો જરા પણ ઊંચો અવાજ થયો

માણસોનાં નગરમાં પણ ‘સાહિલ’
માણસાઈનો ક્યાં લિહાજ થયો.

સાહિલ





o ગઝલ

રહ્યાં બસ શોધતાં સમણાંની પોઠો આંગણામાંથી
સરત પણ ક્યાં રહી ઘર ક્યારે સરક્યું બારણામાંથી.

તમે મૂર્તિને મોહક ઘાટ આપ્યો છે કલ દ્વારા
અમે મૂર્તિ મહીં પંડે સમાયા ટાંકણામાંથી

ઘડી ભર તો તમે બાળકને બાળક જેમ જીવવા દ્યો
તપારાને અલગ કરવા મથો કાં તાપણામાંથી

ક્ષિતિજો વીંધવાની વાતે સહમત હોઈએ તો શું
ગલીની બહાર ડગલું કોણે મૂક્યું આપણામાંથી!

રહ્યાં બસ વેગળા ને વેગળા ફૂલોની ખૂશ્બૂથી
ફૂલોના ડંખ તો અભરે મળ્યાં સંભારણામાંથી

પછી આ વિશ્વ ટચલી આંગળીનો લાગશે વેઢો
તજીને કાંચળી નીકળી જુઓ પોતાપણામાંથી

તમે તાણી-તૂસીને ટોપલાઓ બાંધવા બેઠાં
અમે લઈ લીધું ‘સાહિલ’ તૂટવા નું તાંતણામાંથી

સાહિલ

o ગીત

અંદર ને બહાર
આજ વરસે કંઈ વરસે કંઈ વરસે દે-માર

યુગયુગનો ગોરંભો આજે અચાનક
ફાટી પડ્યો છે બેફામ;
ભીતરની ભીતરમાં ગોપવેલું એક-એક વ્રણ
તાણી જશે એ સરેઆમ,
ચારે દિશાઓના ઘુઘવાટા વચ્ચે વીજળીના શ્યામલ ઝબકાર
આજ વરસે કંઈ વરસે કંઈ વરસે દે-માર

સૂક્કા દરિયાવ ચડ્યા લીલપની ભરતીએ
એક્કેક  તિરાડ બની વાવ;
મારી આ ડાળ ડાળ ટહુકી ઊઠી છે,
ખેરવીને  તારો  અભાવ.
એક યાદનું ચોમાસુ, સખી !આવું જો હોય તો તું આવે તો થાય શું એ ધાર...
આજ વરસે કંઈ વરસે કંઈ વરસે દે-માર



વિવેક મનહર ટેલર





o હું તારી રાહ જોઉં છું

જો, મન મૂકીને વગર ઋતુએ
માવઠું ખાબકીને ચાલ્યું ગયું
સમી સાંજે તાણેલી ચાદર અંધારું ખેંચી ગયું.
બેટરી વગર ચંદ્ર પરથી તારા
સુધી પંહોચી ગયેલા ઘુવડને જોઈ
નકશાના બન્ને ધ્રુવો બદલાઈ ગયા.
કોરુંકટ ચોમાસું બાવળનું ઠૂંઠુ શોધી પરણી ગયું.
જોડણી સાથે આસ્વાદ ગોખીને
શિક્ષકે એક-એક દીવાલને કવિતા મોઢે કરાવી દીધી.
મહંતે કથાનો છેલ્લો અધ્યાય
વગર પાણીએ મંદિરના ઘંટને પિવડાવી દીધો.
છતાં હું એકદમ ખાલીખમ અવસ્થામાં બેઠો છું.
ગમન નથી......આવાગમન નથી......
છેલ્લે જ્યારે એનાથી છૂટો પડ્યો ત્યારે વાત થઈ
હતી
હું આવીશ.
બસ ત્યારથી રાહ જોઉં છું.
હે પ્રભુ તું આવીશ ને ?



શૈલેશ પંડ્યા ‘ભીનાશ’



## o મૂકતા જાશું

નદીના વ્હેણમાં ક્ષણનો તરાપો મૂકતા જાશું
તમારી આર્દ્ર આંખોમાં ઝુરાપો મૂકતા જાશું

જશું પણ બહાર અધ્યાહાર વ્યાપો મૂકતા જાશું
અવાશે પાછું... અધખૂલેલ ઝાંપો મૂકતા જાશું

તમે જ્યાં કોઈ ‘દી શોધો ન એવા ગુપ્ત ખૂણામાં
જતનથી સાચવી અણકથ ઉતાપો મૂકતા જાશું

ભલે ઘર વીછળી નાખો છતાં ના યાદ ધોવાશે
કણેકણમાં અમારપના કલાપો મૂકતા જાશું

સ્મરણનો સૂર્ય મૂકી કાષ્ઠપેટીમાં વહાવીશું
હૃદય પર ન રુઝાતો એક કાપો મૂકતા જાશું.

નિરજ મહેતા



## o આપણામાંય હોય સંત

માત્ર આરંભ કે ન અંત વિચાર
કેમ રહેવું સતત જ્વલંત ? વિચાર

જેમ જાઓ સમીપ : દૂર થવાય
ક્યાં ખરેખર હશે દિગંત ? વિચાર

એ ગઝલના સ્વરૂપમાંય મળે જ
થૈ શકે એમ મૂર્તિમંત વિચાર

આમ જ્યાં-ત્યાં ન તારું શીશ નમાવ
આપણામાંય હોય સંત – વિચાર

સાવ છેડો સમૂળ યાર ! ન ફાડ
કેમ પકડી શકાય તંત....વિચાર

માત્ર ટપકું જ ઈશ હોય કદાચ
શૂન્ય છે કે હશે અનંત ? વિચાર

દેહ બાળ્યા છતાંય શેષ કબીર
ના, નથી શક્ય, નાશવંત વિચાર

નિરજ મહેતા



## o કાવ્યકળા



લખજો તમારું દરેક કાવ્ય
જાણે એ અંતિમ હોય.
આ સદીમાં, સમસંયુગે તરબોળ,
ત્રાસવાદ પ્રેરિત,
અતિશય ગતિએ ઊડતું
મૃત્યુ આવે ભયાવહ ઉદાસી સાથે.
મોકલો તમારો દરેક શબ્દ
છેલ્લા પત્ર જેવો દેહાંતદંડ પહેલાં,
કારાગ્રહમાં ભીંત પર કોતરેલી હાંક.
તમને અસત્યનો અધિકાર નથી,
તમને ગમતી ટચૂકડી રમતોના અધિકાર નથી.
તમારી પાસે નહીં હોય સમય
તમારી ભૂલો સુધારવા.
લખજો તમારું દરેક કાવ્ય
સુગઠિત,નિર્દયપણે,
લોહીથી-જાણે એ હોય તમારું છેલ્લું.

બ્લાગા દીમિત્રોવા
અનુવાદ : હિમાન્શુ પટેલ





## o Ars Poetica

**Write each of your poems
As  if it were your last.
In this century, saturated with strontium,
charged with terrorism,
flying with supersonic speed,
death  comes with terrifying suddenness.
Send each of your words
like a last letter before execution,
a call carved on a prison wall.
You have no right to lie,
no right to play pretty little games.
You simply won't have time
to correct your mistakes.
Write each of your poems,
tersely, mercilessly,
with blood — as if it were your last.**

**Blaga Dimitrova**



## o ચરૈવેતિ ચરૈવેતિ

(અભ્યસ્ત વસંતતિલકા)

આઘે ભલે જનપદે ઘર દૂર સહુનાં,
લાગે મને ખબર છે-
કોનાં હશે ઉપવનો અહીંયાં વસેલાં !

થંભી ગયો તુરગ, આરૂઢ હુંય સાથે,
.        હિમ તણા શુભ ગૌર-વસ્ત્રે-
ઢંકાયલાં ઉપવનોની કને ક્ષણેક...
કિંતુ અરે!
જોઈ શકે નવ કશું અતિ દૂરથી એ,
મ્હાલી રહ્યા જનપદે નિજમાં મજેથી !

ભાસે વિચિત્ર (મુજ) શિશુ-અશ્વને કે -
થંભ્યા ક્યહાં?
.          ન પથિકાશ્રમ છે અહીં, છે-
થીજી ગયેલ-
કાસાર ને ઉપવનો બિચ ઘોર સંધ્યા!

તાણી-લગામ ઝટકી નિજ ડોક વાળી
પૃચ્છા કરે રણકતી મધુ ટોકરીને
રે! રે! કશી ચૂક થઈ અસવારની શું?
ને સૂસવે ધ્વનિ કશો વળતા જવાબે
તે હિમ પિચ્છલ કણે તર વાયુ ક્રાંત...

જોયા કરું, ન મટકું લગીરેય મારું,
કેવાં રૂડાં ઉપવનો વળી ગાઢ, ઊંડા-
.     પ્રવેશ કરવા લલચાવતાં;
કિંતુ દીધાં વચન, તે સહુ પાળવાના,
થંભ્યા વિના-
આ યોજનો અવિરતે બસ કાપવાના !
આ યોજનો અવિરતે બસ કાપવાના,
નિદ્રા મહી સરી પડાય રખે ! તે પહેલા !
થંભ્યા વિના...

રોબર્ટ ફ્રોસ્ટ  ભાવાનુવાદઃ પંચમ શુક્લ



## O Stopping by Woods on a Snowy Evening



**Whose woods these are I think I know.**
**His house is in the village, though;**
**He will not see me stopping here**
**To watch his woods fill up with snow.**

**My little horse must think it queer**
**To stop without a farmhouse near**
**Between the woods and frozen lake**
**The darkest evening of the year.**

**He gives his harness bells a shake**
**To ask if there is some mistake.**
**The only other sound's the sweep**
**Of easy wind and downy flake.**
**The woods are lovely, dark, and deep,**
**But I have promises to keep,**
**And miles to go before I sleep,**
**And miles to go before I sleep.**

Robert Frost

# ૦ભાવકલક્ષી સજ્જતા



નિસર્ગ આહીર

કલાપક્ષે જેટલું મહત્ત્વ સર્જનનું છે, તેટલું જ ભાવનનું પણ છે. સર્જન-ભાવન-વિવેચનની પ્રક્રિયા દ્વારા સર્જનનું વર્તુળ સંપૂર્ણ બને છે. સર્જક સર્જના માટે સજ્જ હોવો જ જોઈએ એવી અપેક્ષા રહે છે, તેમ ભાવક પણ ભાવન માટે સજ્જ હોવો જોઈએ એમ માનવામાં આવે છે. સર્જક અને વિવેચકની પણ પ્રાથમિક શરત એ છે કે તેઓ સારા ભાવક તો હોવા જ જોઈએ. ભાવકલક્ષી આવી સજ્જતાનું મહત્ત્વ ભારતીય પરંપરામાં ખૂબ થયું છે. રાજશેખર આ જ અર્થમાં 'કારયિત્રી' અને 'ભાવયિત્રી' પ્રતિભાને આગળ ધરે છે. 'કારયિત્રી' પ્રતિભા એટલે સર્જન કરી શકવાની ક્ષમતા અને 'ભાવયિત્રી' એટલે ભાવન કરવાની પ્રતિભા કે શક્તિ.

આપણે ત્યાં સર્જનપક્ષે અને ભાવનપક્ષે, ઉભય પક્ષે ભાવકને ખાસ્સો અગવણવામાં આવ્યો છે. સર્જકો સર્જના કર્યે જાય છે અને ભાવકો એનું યથામતિ ભાવન કરે છે અથવા તો નથી કરતા. આવી ખાઈ હોવાને કારણે સર્જન અને ભાવનનો સેતુ રચાતો નથી અને સર્જનનો જે હેતુ છે તે સંપૂર્ણતઃ સિદ્ધ થતો નથી. પરિણામ એ આવ્યું છે કે સરેરાશ ભાવક સાહિત્યિક કે કલાકીય ધોરણોથી, ઉત્તમ કલાસિદ્ધિથી દૂર ગયો છે. કોઈ પણ ઊચ્ચ કે ગંભીર કલાપ્રવૃત્તિથી એ એમ માનીને દૂર રહે છે કે એ બધું આપણા માટે નથી. ભાવનની કોઈ જ તાલીમ, પ્રશિક્ષણ કે માર્ગદર્શિકા ઉપલબ્ધ ન હોવાને કારણે સાંપ્રત સમયમાં સાહિત્ય, સંગીત, ચિત્ર, શિલ્પ ઈત્યાદિ કલાપ્રવૃત્તિથી એક મોટો સામાજિક વર્ગ ખાસ્સો દૂર થઈ ગયો છે. એમાંથી જ એક મિડિયોકર વર્ગ ઊભો થયો, જે પોપ્યુલર પ્રયાસોને કલાપ્રવૃત્તિ માનીને ચાલે છે. એમાંથી જ 'લોકપ્રિય' વિશેષણ બળવત્તર બનતું ગયું છે અને ઊચ્ચ કલાપ્રવૃત્તિને માઠું પરિણામ વેઠવાનું આવ્યું છે. સાંપ્રતનું આ સમગ્ર ચિત્ર આપણી સંસ્કૃતિ માટે વિઘાતક છે; એની ચિંતા કરવી જ રહી. લોકોનાં રસ અને રુચિ કેળવાય, વિકસાવાય એ જરૂરી છે. આ એક ગંભીર પ્રકારની સમસ્યા છે. એનો ઈલાજ નહિ વિચારવામાં આવે તો આવનારા દિવસોમાં સાંસ્કૃતિક કટોકટી ઊભી થશે જ. આ સૂક્ષ્મ પ્રકારનો રોગ છે અને એનાં માઠાં પરિણામો લાંબે ગાળે અનુભવાતાં હોય છે. ભલે ઝટ નજરે ન ચડે, કોઈ એના પર ધ્યાન ન આપે, પણ એની અસર ખૂબ જ તીવ્ર હોય છે અને ઘાતક હોય છે એ કોઈ પણ મૂલ્યગ્રાહી માણસને સમજાય તેવી ચિંતનીય બાબત છે.

ભાવનશક્તિ કેળવી શકાય છે. સાહિત્યના ભાવન માટે શું અનિવાર્ય છે કે શું ઈચ્છનીય છે તે વિશે થોડાંક ઈંગિતો રજૂ કરવાનો અત્રે નમ્ર પ્રયાસ છે. ભાવક પાસે કયાં કયાં પાસાંની અપેક્ષા રહે છે તેના વિશે સર્વગ્રાહી વાત કરવાની ઈચ્છા છે. ભાવકની પહેલી શરત એ છે કે તેનું ભાવવિશ્વ વ્યાપક હોવું જોઈએ. ઉંમરની સાથે સાથે એની ભાવજગતની ત્રિજ્યા પણ વિકસેલી હોવી જોઈએ. બાહ્ય સૃષ્ટિના પરિચયની સાથે સાથે અનુભૂતિ, સંવેદના, ઊર્મિ, આવેગો ઈત્યાદિથી સમૃદ્ધ થયેલી આંતરિક સૃષ્ટિ ભાવક માટે અનિવાર્ય છે. આમાંથી કેટલીક બાબતો કુદરતી છે, કેટલીક વિકસાવી શકાય છે. જો જીવન વિશેની સૂક્ષ્મ અને સંકુલ સૃષ્ટિનો પરિચય નહિ હોય તો સર્જનનું ગોપનીય સૌંદર્ય હાથ નહિ લાગે. પ્રત્યક્ષ અનુભવ દ્વારા, વાંચન દ્વારા કે જગતના અવલોકન દ્વારા આપણે આપણા આંતરિક જગતને સમૃદ્ધ કરી શકીએ છીએ. પ્રાથમિક શરત એ છે કે આપણે આપણી બહારના જગતને વધારેમાં વધારે સમજવા પ્રયત્ન કરીએ કે એને માણવા પ્રયત્ન કરીએ. આપણે આપણા માટે તેમજ બહારના જગત માટે જેમ બને તેમ સંવેદનશીલ રહીએ. બધા અનુભવો કરવા જેવા નથી હોતા, પણ સમાજમાં જે કંઈ સારુંનરસું બની રહ્યું હોય તેને સમજીને તેમાંથી નવનીત ગ્રહણ કરવું જોઈએ.

ભાવજગતને સમૃદ્ધ કરવાનો એક અગત્યનો ઉપાય એ છે કે અનેક કલાઓના પરિચયમાં આવવું, તેને માણવી, અધ્યયન કરવું, મનન કરવું. જેમ જેમ અધ્યયન અને મનન વધતું જશે તેમ તેમ અનેક નવી નવી બાબતોથી પરિચિત થવાશે અને જે વિવિધતા કે વ્યાપકતા છે એનો ખ્યાલ આવશે. સાહિત્યની બાબતમાં એમ કહી શકાય કે અનેક દેશની, અનેક ભાષાની, અનેક સ્વરૂપની અને સમયના પ્રાચીન-મધ્યકાલીન-અર્વાચીન-સાંપ્રત એવી વૈવિધ્યયુક્ત કૃતિઓનું સઘન વાચન કરવું. વાંચનની વ્યાપકતામાંથી પણ ભાવવિશ્વ સમૃદ્ધ થતું રહેતું હોય છે. આપણી ચેતના એવી તો અદ્ભુત વસ્તુ છે કે આપોઆપ જ આપણા ચિત્તને સમૃદ્ધ કરતી રહે છે અને બુદ્ધિશક્તિ જાતે જ પોતાનાં ધોરણો રચીને સજ્જ થતી રહે છે. તો, સતત અને શ્રેષ્ઠ વાચન ભાવવિશ્વને સમૃદ્ધ કરે છે અને સાહિત્યની સમજ સૂક્ષ્મ બનાવે છે.

ભાવકે એક ગુણ એ કેળવવાનો છે કે એણે કોઈ પણ કૃતિ પાસે જવા પૂર્વે કોઈ જ અપેક્ષા કે પૂર્વગ્રહો રાખવાના નથી. અપેક્ષા હોય તો માત્ર એટલી જ કે કૃતિ માણવી ગમે. પણ વિષય, પાત્રો, રજૂઆત ઈત્યાદિના નાવીન્ય, વૈવિધ્ય, શૈલી પ્રત્યે મુક્ત રહેવું જોઈએ. પૂર્વગ્રહયુક્ત ભાવન વસ્તુતઃ ભાવન જ નથી. કૃતિનું વિવેચન થઈ શકે, પોતાના મન મુજબનું આરોપણ ન જ થઈ શકે.

સાહિત્યકૃતિની સૂક્ષ્મતા, વૈવિધ્ય કે રચનારીતિ સમજવા માટે કૃતિનું સઘન વાચન થવું જોઈએ. નિરાંતની પળોમાં, મનને એકાગ્ર કરીને વાંચીએ તો જ સૂક્ષ્મ રસકેન્દ્રો પામી શકાય કે કૃતિની સમગ્રતા માણી શકાય. ભાવકે સાહિત્યની રચનાપ્રક્રિયા, સ્વરૂપ, સાહિત્યિક સંજ્ઞાઓ, સાંપ્રત ગતિવિધિ, રચનાપ્રવાહો વગેરેથી પરિચિત થવું જરૂરી છે. સાહિત્યની પ્રાથમિક સમજ માટે પરિભાષાની સમજ હોવી જરૂરી છે. એટલે કે સાહિત્યનું સ્વરૂપ, રચનાવિધાન, સંકલના, ભાષા, શૈલી, વર્ણન, છંદોલય, અલંકાર, રચનાપ્રયુક્તિઓ, પ્રતીક, કલ્પન, પુરાકલ્પન, સંવાદ, ચરિત્રનિર્માણ ઈત્યાદિ જેવી સંજ્ઞાઓની પ્રાથમિક સમજ હશે તો સાહિત્યકૃતિનાં અનેક અંગોને સમજવામાં ખાસ મદદ મળશે. અહીં આવી પરિભાષાનાં મુખ્ય અંગો વિશે પ્રાથમિક સમજ આપવાનો નમ્ર પ્રયાસ કરું છું કે જેનાથી ભાવક સાહિત્યપદાર્થને વધારે સારી રીતે સમજી શકે :

'સ્વરૂપ' એટલે સાહિત્યકૃતિ જે આકારમાં જન્મ લે તે. નવલકથા, નાટક, ગીત ઈત્યાદિ સાહિત્યનાં સ્વરૂપો છે. સાહિત્યકાર પોતાના કથયિત્વ પ્રમાણે કોઈ એક સ્વરૂપને પસંદ કરી કૃતિ રચતો હોય છે. 'વિષય' એટલે કૃતિ દ્વારા રજૂ કરવામાં આવતી બાબત. જેના વિશે રચના થઈ હોય તેને કૃતિનો વિષય કહેવાય છે. 'સંવિધાનકલા' એટલે સર્જકે કહેવા ધારેલ વિષયની ગૂંથણી કે ભાત કે નિરૂપણની રીતિ.'પાત્ર' એટલે જેના દ્વારા વિષય રજૂ થાય તે તમામ જીવસૃષ્ટિ.'ભાષાશૈલી' એટલે સર્જકે પસંદ કરેલ ભાષા, શબ્દો, વાક્યરચના, કથનરીતિ ઈત્યાદિની વિશેષ રીત કે પદ્ધતિ.'વર્ણન' એટલે વ્યક્તિ, પાત્ર, પ્રસંગ ઈત્યાદિની આપણને પ્રતીતિકર બને એવી ચિત્રાત્મક રજૂઆત.'છંદોલય' એટલે કવિતામાં નિશ્ચિત માપ કે ભાવના આરોહ-અવરોહની ચોક્કસ પ્રકારની ગોઠવણી અને આવર્તનો.'અલંકાર' એટલે શબ્દ અને અર્થના સૌંદર્યમાં વધારો કરવાની માવજત.'પ્રતીક' એટલે હાજર વસ્તુ દ્વારા ગેરહાજર વસ્તુનું સૂચન કરનાર કોઈક શબ્દ કે શબ્દગુચ્છ. 'કલ્પન' એટલે આંખ, કાન જેવી ઈન્દ્રિયો દ્વારા નવીન રીતે પામી શકાય તેવી આકર્ષક કલ્પના. 'પુરાકલ્પન' એટલે પૌરાણિક કાળની કલ્પનાઓ કે માન્યતાઓને આધુનિક સંદર્ભમાં પ્રયોજવી તે.'રચનાપ્રયુક્તિ' એટલે સર્જક દ્વારા પોતાના કથયિત્વને કલાત્મક રીતે અભિવ્યક્ત કરવા માટે પ્રયોજવામાં આવેલ સંન્નિધીકરણ, કૉલાજ જેવી પદ્ધતિઓ.અહીં માત્ર મુખ્ય મુખ્ય સાહિત્યિક પારિભાષિક સંજ્ઞાઓનો પરિચય ખૂબ જ ટૂંકમાં આપવાનો પ્રયાસ કર્યો છે. આ ઉપરાંત અનેક સંજ્ઞાઓ છે, જે સાહિત્ય સાથે સર્જન અને ભાવનથી સંકળાયેલા તમામ લોકોને જાણવી જરૂરી છે. જો સાહિત્યની આવી પરિભાષાની ઓળખ હશે તો જ સાહિત્યનાં અનેક પાસાંઓ કે સર્જકની માવજત, કૃતિનું સૌંદર્ય સમગ્રપણે માણી શકાય.આ રીતે, ભાવકે રસ અને રુચિ કેળવવાં જોઈએ, કૃતિને સઘન રીતે માણવી જોઈએ, અનેકસ્તરીય સાહિત્યના પરિચયમાં રહેવું જોઈએ અને મુક્તતા કેળવવી જોઈએ. ભાવક આ રીતે પોતાની ક્ષમતા કેળવતો જાય એટલે આપોઆપ જ તેની સૂઝ અને સમજ સંમાર્જિત થતી જાય. તેનામાં નીરક્ષીરનો વિવેક જાગે, અત્યંત અઘરી લાગતી કૃતિનાં પણ સૂક્ષ્મ સૌંદર્યો હાથ લાગે અને રસાનુભવનું ક્ષેત્ર વિસ્તૃત બની જાય. ભાવક કોઈ કૃતિને દોષ દે તે પહેલાં એટલું ચોક્કસ તપાસી લે કે તેની સજ્જતામાં તો ખામી નથી ને ? જો જવાબ 'હા'માં આવવાની શક્યતા હોય તો તેણે સજ્જ થવાની શરૂઆત કરી દેવી જોઈએ.

## - સાભાર સ્વીકાર -

- **અક્ષર સુધી**, (ગઝલ સંગ્રહ),પ્રફુલ્લ નાણાવટી ,મીડિયા પબ્લિકેશન, જૂનાગઢ,103/4 મંગલમુર્તી, કળવા ચોક, જૂનાગઢ,   કીમત રૂપિયા ૧૦૦.૦૦
- ક્યાં સુધી હવે,(ગઝલ સંગ્રહ),ડો. નટુભાઇ પંડ્યા ,'જીવન સંગીત',સી-1627,આનંદહોલ સામે,કાળિયાબીડ, ભાવનગર, કીમત રૂપિયા ૮૦.૦૦
- લખલૂટ લીલાશ,(ગીતસંગ્રહ), ડો. નટુભાઇ પંડ્યા,'જીવનસંગીત',સી-1627,આનંદહોલ સામે,કાળિયાબીડ, ભાવનગર, કીમત રૂપિયા ૮૦.૦૦

## ૦ અરથ અંતરી.......

**ફારૂક શાહ**



સાહિત્ય અને સમાજનો એક અભિન્ન સંબંધ રહેતો આવ્યો છે. વચગાળે કળાની અવનવીન શોધોને નિમિત્તે, રૂઢ ભાષાને કારણે જન્મતી સત્ત્વહીનતાને લઈ સાહિત્યમાં અતિ સભાનતા સાથે કળાત્મકતા સિદ્ધ કરવાના સંસ્કારોની પણ એક જબરી રૂઢિ સ્થાયી થઈ ગયાનું આપણી નજર સામે જ છે. આ પ્રકારની આગ્રહપૂર્વકની રૂઢિઓ ઘણી વાર અસહજ બનાવી યાંત્રિક શ્રમની કોટિએ લઈ જતી હોય છે. તેથી સર્જક અને ભાવક બંને પક્ષે કાં તો અસંતોષ ભર્યો અથવા તો કૃતક પ્રશંસાઓ કે વ્યવહારનો સંબંધ અસ્તિત્વમાં આવતો હોય છે. એની વચ્ચે વેઠવાનું આવતું હોય છે સાહિત્યકળામાં આવવા માગતી અને માનવજાતને સહયોગી બની અસ્તિત્વલક્ષી સમાધાનો પેદા કરવાનો ઉત્સાહ ધરાવનારી સામગ્રીને.

ભાષાકર્મના નકશીકામ અને લયાનુકારિતાના આકર્ષક ઉચ્ચારણોને કામ્ય ગણીને કે પછી નક્કી કરેલા ભાષાના પ્રતીકોનો જ બહુલ ભૂમિકાએ ખપ લેવાની પ્રથાઓ નિભાવીને આખરે સર્જકો અને ભાવકોને હાથ શું આવતું હશે ? અગણિત પ્રશ્નો, વ્યાકુળતાઓ, અસ્પષ્ટતાઓ વચ્ચે એકવિધતાઓથી ભર્યા ભાષાપ્રયાસોથી સમાધાનો મળી શકે ખરાં ? પ્રશ્નો છે તો ઉત્તર માટે શોધ પણ હોવી જોઈએ. વસ્તુમાં ગૂંચવણ છે તો તેને ઉકેલવી પડે. પણ ઉકેલવા માટે વસ્તુ તો હાથ પર ધરવી જ પડે ને ? એ જ રીતે આપણે કૃતિની અંદર સામગ્રીનો વિચાર કરી શકીએ. જથ્થાબંધ કૃતિઓ રચતા હોઈએ, એ બધી કૃતિઓમાં સામગ્રીની માત્રા કેટલી છે તેનું માપ અનુભવી શકીએ ખરા ? એકસરખી સામગ્રીઓને અનેક ઢંગથી ખપ લેવાય તેને સામગ્રીની સમૃદ્ધિ ગણવાની ભૂલ તો આપણે ન કરી શકીએ.

સામગ્રીની જરૂરિયાત ઊભી થવી અને તેને કૃતિજગતમાં લાવવી એ પણ મહત્ત્વની બાબત છે. કેમ કે એને કારણે આપણા સાહિત્ય અને જ્ઞાનના ઘણા વણસ્પર્શ્યા પક્ષો આપણી સામે આવતા હોય છે, અને એ રહસ્યોને ઉઘાડી બ્રહ્માનંદ સહોદર ભૂમિકાએ આપણને મૂકી આપતા હોય છે. આટલી ચર્ચા પછી આ સંદર્ભે આવી જ કોઈ ચિંતાથી સક્રિય થઈ સમાજના એકદમ ખૂણે પડેલા ભાગમાંથી સામગ્રીને કૃતિમાં લાવતા બંગાળી કવિ કિરણ તાલુકદારની આ કવિતા વાંચીએ :

### ¤ આજીવન સંગ્રામ

મા, અમે આવી ગયા છીએ
તને વેઠવા નહીં દઈએ હવે ભૂખના નિસાસા
જાગૃત થઈ ગયા છે આજે તારાં સંતાનો
વેગે ઉછાળા મારી રહી છે માનવચેતના
તારાં સંતાનોની અંદર
નહીં કરીએ હવે એક પણ ભૂલ અમે
મળી ગઈ છે અમને ભાષા વાત કરવાની
જોઈ રહ્યા છીએ પ્રવેશાધિકાર
નવા સૂરજનો અમે
ગાઢ લીલાં જંગલોમાં આજે પાંગરી છે
ક્રાંતિની ફસલ

વીતેલી કાલ આવવાની નથી
ભવિષ્યની મા અમારી છે
વર્તમાન જન્માવી રહ્યો છે અમારા રક્તમાં
ક્રાંતિની લહેરો
ઠારી નાખીશું અમે વિદ્વેષની જ્વાળાઓ
વેચાવા નહીં દઈએ દાસ મજૂરોને હવે
માનભેર કરેલી કમાણી પ્રગટાવશે હાસ્યના હિલ્લોળ
તારાં સંતાનોનાં મુખ પર

સમાજનું આંગણું અમારી નિશાળ છે
અમારા હાથમાં છે જીવનની વાંસળી
અમારા કામમાં નથી કોઈ ચૂક
હજ્જારો હજ્જારો જીવનની નદી ભળી રહી છે
સમરાંગણી ચેતનાના સમુદ્રમાં
જાણજે કે, વણથંભ્યા વહેતા અસ્તિત્વનું નામ છે
તારાં આ સંતાનોનો આજીવન સંગ્રામ

**કિરણ તાલુકદાર**

(અનુવાદ-સહયોગ : કુસુમ બાંઠિયા, ભોપાલ)

**શ્રી રામબલી પ્રજાપતિ**



## o આ અંકના ચિત્રકાર

જન્મ: ૧૩ માર્ચ, ૧૯૬૪ રણબીરપુર, ઉતરપ્રદેશ. શ્રી રામબલી દિલ્હીમાં રહી રાષ્ટ્રિયસ્તરે પ્રસ્થાપિત થઈ રહેલા આશાસ્પદ ચિત્રકાર છે. તેમના સ્વતંત્ર ચિત્ર પ્રદર્શનો પ્રેસ ક્લબ આર્ટ ગેલેરી- નવી દિલ્હી, કૅન્વાસ આર્ટ ગેલેરી- નવી દિલ્હી, લલિત કલા અકાદમી- નવી દિલ્હી તથા રાષ્ટ્રપતિ ભવન ખાતે યોજાયા છે. ૪૬મા રાષ્ટ્રિય કલા પ્રદર્શન તથા ઈન્ડિયા-રશિયા સમકાલીન કલા પ્રદર્શન ઉપરાંત લગભગ ૨૫ રાષ્ટ્રિય તેમજ આંતરરાષ્ટ્રિય કલા પ્રદર્શનોમાં તેમના ચિત્રો સ્થાન પામ્યા છે. પ્રશંસા પામ્યા છે. રાષ્ટ્રના અગ્રિમ સામયિકો તેમજ ટેલિવિઝન ચેનલો પર તેમના ચિત્રો, મુલાકાત તેમજ ચર્ચાઓ પ્રદર્શિત થતા રહે છે. તેઓ રાષ્ટ્રિય સ્તરે કામ કરતી અગ્રિમ કલા સંસ્થાઓ માં સક્રિય ભાગ ભજવી રહ્યા છે. તેઓ થોડા સમય માટે સુત્રાપાડા (ગુજરાત) માં કલા શિક્ષક તરીકે ફરજ બજાવી ચૂક્યા છે.

ઈ-મેઇલ:- rambaliprajapati@gmail.com

## ૦પુસ્તક પરિચય

જિતુ પુરોહિત



### ૦ ગઝલનું ઉડ્ડયન 'અર્થના આકાશમાં '....

'કવિતા લખતા નિશાળમાં શીખી શકાતું નથી' આવું વરંવાર સાંભળવા મળે છે પણ જિજ્ઞા ત્રિવેદીએ આ વાતને ખોટી પૂરવાર કરી છે અને ૨૦૧૦માં 'સ્કૂલ ઓફ ગુજરાતી ગઝલ'માં જોડાઇ વિધિવત ગઝલ ભણી અનેક સિધ્ધહસ્ત ગઝલકારોની રચનાઓ માણી અનુભવી શિક્ષકો પાસેથી ગઝલજ્ઞાન મેળવી માત્ર દોઢ જ વર્ષમાં તેમણે 'અર્થના આકાશમાં' સમાવેલી ૮૦ ગઝલો આપી અને ગઝલ પરીક્ષાને સારી રીતે પાર કરી છે.પોતાની કાવ્ય સંવેદના અંગે જિજ્ઞા ત્રિવેદી પોતાના ગઝલ સંગ્રહ 'અર્થના આકાશમાં' માં લખે છેઃ 'પુષ્પની પાંખડી સમા ઋજુ હૃદયમાં સંવેદનાની સરવાણી ફૂટે એ ધન્યતાની ઘડીઓ હોય છે. સંવેદનાની એ સરવાણીને શબ્દમાં સમાવી ભાવગંગાને અવતરિત કરી શકાય તો એ ઇશ્વરનું પરમ વરદાન ગણી શકાય. હૃદયની ઋજુતા અને કઠોરતા ભલે તેના યથાયોગ્ય સ્થાને જરૂરી હોય, પરંતુ હૃદયની મૃદુ પાંખડીઓ પર રહેલી સંવેદનાઓ જ કાવ્યદેહે જન્મતી હોય છે.

'અર્થના આકાશમાં'માં કવિ મનોહર ત્રિવેદીએ જિજ્ઞા ત્રિવેદીની ગઝલોની મૂલવણી કરી છે. કવિ મનોહર ત્રિવેદી લખે છેઃ 'જિજ્ઞાબહેનની અંદર સાદ પાડતા શબ્દને હોંકારો મળ્યો પતિ પરેશ ત્રિવેદી તરફથી; હોંકારો મળ્યો સ્કૂલ ઓફ ગુજરાતી ગઝલ(ભાવનગર) તરફથી.' આ સંગ્રહમાંથી પસાર થતા અનેક સ્થળે ભાવકને અટકવું પડે છે. છંદોની વિવિધતાને જાળવી અનેક સ્થળે સર્જકે પોતાની ગઝલ પાકટતા સાબિત કરી છે.સંગ્રહની રચનાઓમાં શબ્દોની સમૃદ્ધિ, સંવેદનાનું ઝવેરાત, કલ્પનાનાં શિલ્પો, દ્રશ્યોનાં સ્થાપત્યો અનેક સ્થળે આપણને નજરે ચડે છે.અર્થ ચમત્કૃતિ - અલંકારિક ભાષા એ ઊડીને આંખે વળગે છે. સર્જક પોતે શિક્ષક(શિક્ષિકા) છે એટલે બોધતો એમની વાતોમાં સહજ આવી જ જાય સાથે વાણીની કુમાશ-ભીનાશ પણ તેમના શે'રોમાં મળી આવે છે. જો કે કવિ મનોહર ત્રિવેદીએ પોતાની પ્રસ્તાવનામાં જિજ્ઞાબહેનની કેટલીક ખામીઓને નિર્દિષ્ટ કરી ‘ગુરુણાં ગુરુ’નું કાર્ય કર્યું છે. એ કક્ષાએ હજી હું નથી પહોંચ્યો છતાં મનોહરભાઇ મારા પણ આદરણીય કવિ છે એમણે બતાવેલ બાબતો સાથે હું પણ સહમત છું જ. એ જ વાતો અહીં લખી પુનરુક્તિનો દોષ ટાળું છું. વધુ ન લખતા જિજ્ઞાબહેન તરફથી હજી પણ વધુ બળવાન અને પાકટ ગઝલો આપણને સાંપડે તેવી શુભકામના સાથે આવો માણીએ એમના કેટલાક મને ગમેલા શે'ર-

ઝાંઝવાંનાં જળ સમી સંસારની છે આ તૃષા,
એટલે ઈચ્છા તણી વણઝાર લઇને દોડમાં.

નિયમમાં ક્યાંય ના બંધાય એવું વ્યાકરણ છીએ,
અમે તેથી મળીશું રોજ કો'અપવાદની સાથે.

મૌન સાથે છે અમારો ભાઇચારો,
શબ્દનો એમાં હવે સંચાર ના કર.

સાથ હોવી જોઇએ સ્મિતની છાલક સદા,
એ પછી મટતી જશે સંસારની ચિંતા બધી.

ગર્વનું આકાશ ક્યાંથી ઓગળે?
હું પણાંના કેટલા દરિયા મળ્યા.




**'અર્થના આકાશમાં'**

ગઝલ સંગ્રહ, જિજ્ઞા ત્રિવેદી. પ્રકાશક- પોતે,'સંકલ્પ', ૧૬૧૪ એ/૧, રમણ નગર, સ્વામિનારાયણ ગુરુકુળ પાછળ, સરદાર નગર ,ભાવનગર-૩૬૪૦૦૧ પાના-૯૪, કિંમત-૪૦ રૂપિયા

## o કેકારવ



આપણા આગવા અને અગ્રિમ કવિ / ગઝલકાર શ્રી રાજેન્દ્ર શુક્લના ભાવવાહી અવાજમાં એમના કાવ્યો.આંખ બંધ કરી સાંભળતા સાંભળતા અહીં ડૂબો તો..ક્યાંક.. દૂર દૂરના દેશાવરે નીકળો!! એવું બને.

કવિશ્રી રાજેન્દ્ર શુક્લ

**૧. નખમાં નીરખું**

નખમાં નિરખું નગર, નગરમાં નેણ, નેણથી છલકે છાના કહેણ.... (કવિતા સાંભળવા નીચેની લીંક પર ક્લિક (Ctrl+Click) કરો)

http://youtu.be/33LzC43gDfU

**૨. લોકવાયકા**

કદી કદી પૂનમના ઉજાસે ડેલી તણા જીર્ણ હલે કમાડ (કવિતા સાંભળવા નીચેની લીંક પર ક્લિક (Ctrl+Click) કરો))

http://youtu.be/1hkc5cWAVdQ

**૩. અર્ધગીતી**

અડધું મે પીધું છે મૌન, અડધી મેં પીધી છે વાણી,

અધૂકડું ઊઘડ્યા કે હોઠ, આંખો અડધી રે અંજાણી (કવિતા સાંભળવા નીચેની લીંક પર ક્લિક (Ctrl+Click) કરો)

http://youtu.be/vVOFFpx59yA

**૪. ખબર નહીં નાં ફૂલ**

આ ખબર નહીં નાં ફૂલ ખિલ્યાં ઉપવનમાં, એની મહેક નથી સહેવાતી..... (કવિતા સાંભળવા નીચેની લીંક પર ક્લિક (Ctrl+Click) કરો)

http://youtu.be/ZNGtJclmjvs

**૫. સામાગામનું સાવ છેવાડું ખોરડું**

સામા ગામનું સાવ છેવાડું ખોરડું  એવું એક ચોમાસે આંખમાં આવ્યું,

ઊડતાં ઓલ્યા પંખેરુને જાણ થઈ તે ગીત જોડ્યા ને વન ગજાવ્યું. (કવિતા સાંભળવા નીચેની લીંક પર ક્લિક (Ctrl+Click) કરો)

http://youtu.be/dJS26vCH9mQ

## - સાહિત્યવૃત-

* 'મિલન' સાહિત્ય સંસ્થા, જૂનાગઢ નો સુવર્ણ જયંતી મહોત્સવ તા.9 તથા 10 જૂન,2012ના રોજ ગુજરાત સાહિત્ય અકાદમી,ગાંધીનગરની પ્રેરણા અને સ્વ.શ્રી કાન્તિ ઠાકર સ્મૃતિનિધિના સહયોગથી યોજાઈ ગયો.  બે દિવસીય સમારોહમાં શ્રી રાજેન્દ્ર શુક્લ , રાજેશ વ્યાસ 'મિસ્કીન' ,નીતિન વડગામા, હર્ષદ ત્રિવેદી, , ભગવતીકુમાર પાઠક , પ્રફુલ્લ નાણાવટી, છેલભાઇ વ્યાસ તથા ઉર્વીશ વસાવડાએ ભાગ લીધો. કવિસંમેલનનુ સંચાલન શ્રી ગોવિંદ ગઢવી'સ્મિત' તથા પરિસંવાદનું સંચાલન શ્રી મહેન્દ્રસિંહ પઢિયાર 'મરમી' એ કર્યું.

* કડી કલોલ સાહિત્ય સભા દ્વારા ભારતીય ગુરુ બ્રાહ્મણ વિકાસ પરિષદના સૌજન્ય થી તારીખ ૨૪.૦૩.૨૦૧૨ના રોજ કવિ સન્માન અને કવિ સંમેલન યોજાઈ ગયું. તેમાં કવિ ચીનુ મોદી, રાજેશ વ્યાસ 'મિસ્કીન', અશોક ચાવડા, ગિરિશ પરમાર, ચંદ્રેશ મકવાણા, હર્ષદ સોલંકી, મનોજ જોશી તેમજ સલીમ શેખ 'સાલસ' વગેરે એ ભાગ લીધો. કાર્યક્રમનું સંચાલન કવિ શૈલેષ પંડ્યા 'ભીનાશ' એ કર્યું.

## * શ્રદ્ધાંજલિ *

**ભોળાભાઇ પટેલ**



૦૭/૦૮/૧૯૩૪  -  ૨૦/૫/૨૦૧૨

**મહેંદી હસન**



૧૮/૦૭/૧૯૨૭  -  ૧૩/૦૬/૨૦૧૨

## આપણી સાહિત્ય ધરોહર



**૦ કવિ નર્મદ** (કવિ, નિબંધકાર, આત્મકથાકાર, નાટ્યસંવાદલેખક, કોશકાર, પિંગળકાર, સંપાદક, સંશોધક.)

કવિ નર્મદ તરીકે ગુજરાતી સાહિત્યમાં ઓળખાતા આ સાહિત્યરત્નનું આખું નામ નર્મદાશંકર લાલશંકર દવે હતું. તેમનો જન્મ ૨૪.૧૦.૧૮૩૩માં સૂરતમાં થયેલો અને માત્ર ત્રીસ જ વર્ષનું ટૂંકું આયુષ્ય ભોગવી ૨૬.૨.૧૮૬૩માં તેમણે જગતમાંથી વિદાય લીધી. પોતાની ત્રીસ વર્ષની જીવનગાથા તેમણે 'મારી હકીકત' આત્મકથામાં આલેખી છે. ૨૩મી વર્ષગાંઠથી કાવ્યલેખનનો પ્રારંભ. ૧૮૫૮માં ઇષ્ટદેવતા કલમને ખોળે માથું મૂકી શિક્ષકની નોકરીમાંથી હંમેશ માટે ફારેગ. એ સમયમાં માત્ર કલમને જ જીવવાનો આધાર બનાવનાર એક માત્ર વિરલ સાહિત્યકાર હતા. ૧૮૬૪માં સુધારક ઝનૂન દાખવતા 'દાંડિયો' પખવાડિકનો આરંભ. પરંતુ ૧૮૭૫ પછી સુધારા વિશેનો ભ્રમ ભાંગતાં ઉત્તરવયે એમનું વિચારપરિવર્તન. નર્મકવિતા ભાગ ૧-૨, નર્મગદ્ય, પિંગળ પ્રવેશ, અલંકાર પ્રવેશ, રસ પ્રવેશ, નાયિકા વિષય પ્રવેશ, કવિ અને કવિતા, કવિ ચરિત્ર, સજીવારોપણ, નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત, કૃષ્ણકુમારી, નર્મકોશ ૧થી૪ ભાગ વગેરે એમની નોંધપાત્ર કૃતિઓ છે.

અર્વાચીનયુગનો રીતસરનો પ્રારંભ નર્મદથી થયો છે. વિવિધ પદ્યસ્વરૂપો અને ગદ્યસ્વરૂપોમાં એમણે કરેલી પહેલને કારણે તેઓ 'અર્વાચીનોમાં આદ્ય' અને 'નવયુગનો પ્રહરી' ગણાયા છે.

